॥ શ્રી ॥

વ્યાસ મગનલાલ કૃત.

# બુટડી માતાના ગરબા.

---


રચનાર.

વ્યાસજી, મગનલાલ ઉર્ફે આનંદરામ દયારામ.

મુકામ—અમદાવાદ, રાયપુર, કાપડીવાડ.


---


છપાવી પ્રસિદ્ધ કરનાર.

ભટ્ટ. મહાસુખરામ મુળજી, મુકામ. રાઠોડ વાસણા.





શાન્તિવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં ઇશ્વરલાલ કેશવલાલ વકીલ અને માણેકલાલ માધવલાલે છાપ્યું. ઠે. ઢીકવા ચોકી,—અમદાવાદ.

---

આવૃતી ૧ લી. પ્રત ૨૫૦.

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯

કીંમત રૂ. ૦-૨-૦

# જાહેર ખબર.

## અનુભવાનંદ પદ માળા.

અખંડ સુખની પ્રાપ્તી અને સદા દુઃખની નીવૃતી આપનાર જન્મ મરણથી તારનાર, મોક્ષ પદને પમાડનાર, આ અનુભવાનંદ પદમાળા એટલે અનુભવ સાથે આનંદ થયેલો તેનાં પદો, ખાસ અનુભવ કરવા જેવાં છે કેમકે મહાન મહાત્માઓના આશીરવાદ રૂપ ધન્યવાદ પામેલી અનુભવાનંદ પદમાળા છે. તે થોડા દીવસમાં છપાઈ બહાર પડશે. પહેલેથી ગ્રાહક થનારની પાસેથી રૂ. ૦—૮—૦ પાછળથી રૂ. ૦—૧૨—૦ પોષ્ટ ખર્ચ અને જાણુંને જુદુ સમજવું. મગાવવાનું ઠેકાણું નીચે મુજબ.

**વ્યાસજી મગનલાલ ઉર્ફે આનંદરામ દયારામ.**

રાયપુર કાપડીવાડ મુ૦ અમદાવાદ. ઘર નં. ૨૯૧૯

## કર્તા તરફથી છપાઈ ગયેલાં પુસ્તકો.

| | |
|---|---|
| દારૂથી થતી કુદશા. | રૂ. ૦—૧—૦ |
| ઉટડીયા મહાદેવનો ગરબો. | ૦—૦—૬ |
| અભેમન્યુનો ચકાવો. | ૦—૮—૦ |
| બાળા હનુમંત ગરબાવળી. | ૦—૦—૬ |
| મેદાનો ભયંકર વેગ. | ૦—૦—૬ |

## નીચેનાં પુસ્તકો છપાય છે. મંગાવો,

| | |
|---|---|
| અનુભવાનંદ પદ માળા. | રૂ. ૦—૧૨—૦ |
| મોક્ષ માળા મણકો ૧ લો. | ૦—૨—૦ |
| રૂષી પચ્યમીના વૃતની કથા. | ૦—૪—૦ |

સરનામું ઉપર પ્રમાણે કરો.

॥ શ્રી ॥

# બુટડી માતાના ગરબા.



રાગ—રણછોડ રંગીલાનો.

રૂડું રૂડું રાઠોડનું ગામરે, બુટડી બળદારી,
એથી રાઠોડ વાસણા નામરે, બુટડી બળદારી                ટેક.
તે ગામથી પુરવ દેશરે,                બુટડી.
છે પોરપ તલાવ ત્યાં બેશરે,                બુટડી. ૧
કર્યો માતાએ પડખે મુકામરે,                બુટડી.
છે અઢ ગાઉ છેટું ગામરે.                બુટડી. ૨
તે ગામની લે છે સંભાળરે,                બુટડી.
રૂડા રાજેશ્વરી રખવાળરે.                બુટડી. ૩
માની સેવા કરે છે સૈ લોકરે.                બુટડી.
શ્રીફળ ચડે છે થોકા થોકરે,                બુટડી. ૪
માને ખરાવે રૂડા થાળરે,                બુટડી.
મા વંઝાને આપે છે બાળરે.                બુટડી. ૫

એક દહેગામ ગામનો અમીનરે, ખુટડી.
રાખ્યું માજી ઉપર આકીનરે. ખુટડી. ૬
ત્યારે માતાએ ટાળ્યો ત્રાસરે, ખુટડી.
પુરી સુરણુ તેની આશરે. ખુટડી. ૭
માએ આપ્યો તેને એક બાળરે, ખુટડી.
ટાળ્યું વંઝા મેણુ તતકાળ રે. ખુટડી. ૮
એનો સફળ કર્યો અવતારરે, ખુટડી.
વૃદ્ધપણામાં પામ્યો કુમારરે. ખુટડી. ૯
જ્યારે સૃધ્યા અમીને ધરાવીરે, ખુટડી,
માએ પરચો દીધો બતાવીરે. ખુટડી. ૧૦
શાલ ઓગણીશે તેવી સંભાળોરે, ખુટડી.
ગામેગામ ચાલ્યો રોગ ચાળોરે. ખુટડી. ૧૧
પડી વાસણામાં લોકને ફાળરે, ખુટડી.
ઘણાં ગભરાયાં વૃદ્ધ બાળરે. ખુટડી. ૧૨
ત્યારે દોલજી સુખી દુભાયારે, ખુટડી.
તે તો સેવતા સદા મંમાયારે. ખુટડી. ૧૩
બાધા માતાની એમણે રાખીરે. ખુટડી.
સાથે ચુંદડીને કરે ચુડી નાંખીરે. ખુટડી. ૧૪
હોમ હવન કરીશ માને જ્યારેરે; ખુટડી.
ચુડી ચુંદડી છુટશે ત્યારે. ખુટડી. ૧૫
ત્યારે પરચો માયે બતાવ્યોરે, ખુટડી.

રોગ આળો વાસણે નાખ્યોરે. ખુટડી. ૧૬
માનો મઢીમા વધ્યો ઠામોઠામરે, ખુટડી.
થઈ કીરતી ગામોગામરે. ખુટડી. ૧૭
માનુ બાંધવા માટે ધામરે ખુટડી.
માને પગે લાગે છે બધુ ગામરે. ખુટડી. ૧૮
ધામ બાંધવા માજી ના પાડેરે, ખુટડી.
એવાં સ્વપ્નાં દે છે ધોળે દહાડેરે. ખુટડી. ૧૯
શાંચણ રસ્તા ઉપર રૂપાળીરે, ખુટડી.
તળે બેઠાં મા આશન વાળીરે. ખુટડી. ૨૦
એનો ગોકળ આઠમનો ભરાયરે, ખુટડી.
લોક ઘણું ભેગુ ત્યાં થાયરે. ખુટડી. ૨૧
આજુબાજુના લોક ઘણા આવેરે, ખુટડી.
માના ચરણે શીશ નમાવેરે. ખુટડી. ૨૨
માની આગળ મોહયો પથરાયરે, ખુટડી.
ઘણો આનંદ ઓચ્છવ ત્યાં થાયરે. ખુટડી. ૨૩
હોમ હવન થાય છે અપારરે, ખુટડી.
કરે બ્રાહ્મણો મંત્ર ઉચારરે. ખુટડી. ૨૪
કરે સેવકો સેવા વીસેસરે: ખુટડી
માને સણગાર ચડાવે બેશરે ખુટડી ૨૫
માને ચડે છે અબીલ ગુલાલરે, ખુટડી.
વાગે ઢોલ મૃદંગ ને તાલરે. ખુટડી. ૨૬

માની આરતી રૂડી ગવાયરે. ખુટડી.
પછી પ્રસાદ પ્રેમે વેંચાયરે. ખુટડી. ૨૭
ગાય ગીત ગરબા નરનારીરે. ખુટડી.
થાય મેળાની શોભા સારીરે. ખુટડી. ૨૮
ઘણા વ્હેપારી આવે છે ત્યાંયરે, ખુટડી.
હોય કર્મમાં તેટલુ કમાયરે. ખુટડી. ૨૯
ઘણા ઠાઠ ભેર આવે ઠાકોરરે, ખુટડી.
કરે ભજન જણાવી ઝાઝુ જોર. ખુટડી. ૩૦
વાગે કાંશી જોડાંને પખવાજરે, ખુટડી.
ઉંચા ઉછળેને કાડે અવાજરે. ખુટડી. ૩૧
સુર્ય ઉદયથી મેળો ભરાયરે, ખુટડી.
સુર્ય અસ્ત થયે મેળો વેરાયરે. ખુટડી. ૩૨
આવ્યાં તેમ જાય પાછાં તમામરે, ખુટડી.
એક પુજારી રહે છે તે ઠામરે, ખુટડી. ૩૩
માના મહીમાની શી કહુ વાતરે. ખુટડી.
એવાં મોટાં મલકમાં માતરે. ખુટડી. ૩૪
સદા સેવજો નરને નારીરે, ખુટડી.
દોષ સઘળા દેશે વીસારીરે. ખુટડી. ૩૫
મા૭ પુરશે પુરણ કોડરે, ખુટડી.
કહે છે વ્યાસ મગન કરજોડરે ખુટડી. ૩૬



## ગરબો ૨ જો.

ચાલો ડાકોરમાં જઈ વસીરે–એ રાગ.

સઉ સેવો સદા મા બુટડી, બુટડી બુટડી બુટડીરે. સઉ ટેક
દર્શન કરતાં દુઃખ સઉ જાયે, આંખો ઉઘાડે પુટડીરે. સઉ. ૧
દયા કરે તો દળીદ્ર કાપે, આપે હાથી હય ઉંટડીરે. સઉ. ૧
અમૃતરૂપી ભકતી રસની, ભરો ભક્ત જન ઘુંટડીરે. સઉ. ૨
ચોરપ પટએ માજી વસીયાં, રાયણ રૂડી જોઇ ખુંટડીરે. સઉ. ૪
વ્યાસ મગનશું વર્ણન કરશે, દેવી દીશે ઘણી પુટડીરે, સઉ. ૫

---

## ગરબો ૩ જો.

એ વાંસલડી વેરણ થઈ લાગીરે–એ રાગ

એ બુટડીમા, મ્હેર કરીને અમને સઉને તારજો,
યુગેયુગમાં, અવતરીએ ના એવાં આપ ઉગારજો. ટેક.
મા એત્રીણ નથી બીજી અરજી, મંમાયા કાંક કરો મરજી,
ટળે જન્મ મરણ પીડયા સરજી, એ બુટડીમા. ૧
એવું જ્ઞાન હૃદયમાં આપોને, ગર્ભવાસ તણું દુઃખ કાપોને,
જેથી તરીએ ત્રીતાપોને એ બુટડી મા. ૨
મા બીજુ નથી મારે લેવું, કોઇ અભય પદ આપો એવું,
છે વ્યાસ મગનનું એ કેવું. એ બુટડીમા. ૩

# ગરબો ૪ થો.

રાગ–ઉપરનો.

પોરપ પડખે, વાસ કરીને વસીયાં માતા બુટટી,
આનંદ ઉપજે, મારા મનમાં રાયણ રૂડી જોઈ ખુંટડી. ટેક.
એ રાંયણ તળે મા બીરાજે, જગમાં જેના ગુણ બહુ ગાજે,
દર્શન કરવા જાજ્યો આજે, પોરપ પડખે. ૧
એ માતાને સઉકો માને, દે છે પુત્રો જન વંઝાને,
જન મુઢ ભુલે એ માતાને, પોરપ પડખે. ૨
માએ વાસ કર્યો છે જે વનમાં, ત્યાં આનંદ માન્યોછે મનમાં
એ વાત વશી છે સૌ જનમાં, પોરપ પડખે. ૩
જે માતાને સંભાળે છે, દુઃખ માજી તેનાં ટાળે છે;
વસમાં વીઘન મા વાળે છે. પોરપ પડખે. ૪
મા એ પરચા પુરણ દીધા છે, જન કષ્ટ વીના ના કીધા છે,
સેવકને સરણે લીધા છે. પોરપ પડખે. ૫
જેવાં તેવાં એ નથી માતા, એ સદાય છે સુખનાં દાતા,
જન ગામો ગામ બહુ ગુણ ગાતા. પોરપ પડખે. ૬
ઘણા સેવક માના આવે છે, માની આગળ થાળ ધરાવે છે,
પુજા કરી લાડ લડાવે છે. પોરપ પડખે. ૭
માનાં હવન હોમ ત્યાં બહુ થાતાં, માનાં ગીતજનો ત્યાં વહુ ગાતાં;
દે છે વધાંમણાં ગાતાં વાતાં, પોરપ પડખે. ૮

જન ઝાઝા માને વીનવે છે, સંકટ મા તેનાં છેદે છે;
જન ભુડાને મા ભેદે છે. પોરપ પડખે. ૯
મા અમીના છાંટા નાંખે છે, સેવકને સરણે રાખે છે;
મા દેવાતણુ બહુ દાખે છે. પોરપ પડખે. ૧૦
માની વાસણા ઉપર બહુ પ્રીતી, માયે સુધારી સઉની રીતી;
મા પરતાપે કંઇ નથી બીતી. પોરપ પડખે. ૧૧
મન જેનુ મા પાસે રહે છે, સુભ સંભાળ મા તેની લે છે;
કરજોડી વ્યાસ મગન કહે છે. પોરપ પડખે. ૧૨



## ગરબો ૫ મો.

સારૂ આરૂરે સુરત સહેર. એ રાગ.

લળી લળીને લાગુ પાય, બુટડી માતાને,
વળી વળીને વીનવું માય. બુટડી માતાને. ટેક.
ભીડભંજન એ ભવાંની ભવમાં, સદાય કરશે સુખરે,
મનની અંદર સુઆશોમાં, દરશાવો જઇ દુઃખ. બુટડી ૧
સેવક જનને સ્હાય કરે છે, દયા ધરે દીલ સાથરે;
વીપત્તીને વીદારશે એ, જોડો જઇને હાથ. બુટડી. ૨
વહાલ ધરી માતાને વીધવીધ, ધરાવજો સણગારરે;
કેશર ચંદન કુમકુમ અક્ષત, પેરાવજો ફુલહાર. બુટડી. ૩

ધુપદીપને નૈવેદ ધરજો, અદકી આંણી પ્રીતરે;
આનંદેથી આરતી કરીએ, નરનારી નીત નીત. ખુટડી. ૪
કોટી ઘા એ કષ્ટો કાપે, ફળદે મન વાંચ્છીતરે;
એવુ સ્મર્ણ કરો શ્રદ્ધાથી, ચોટાડીનીજ ચીત. ખુટડી. ૫
સેવા કરતાં મેવા મળશે, ટળશે ત્રીવીધી તાપરે;
વ્યાસ મગન કરજોડી કહે છે, માજીને પરતાપ. ખુટડી. ૬

---

## ગરબો ૬ ઠો.

### લાલજી કેલૈયો કુમાર. એ રાગ.

ખુટડી બૈચર માનાં બેન, દીસે બળીયાં બહુ હો માત;
વ્હારે આવજો હો માત,
ખુટડી રાખો અમારી એન; સેવક સરણે સહુ હો માત;
વ્હારે આવજો હો માત. ટેક.
ખુટડી રાઠોડ વાસણે વાસ, પ્રેમે કર્યો તમે હો માત; વ્હારે.
ખુટડી પોરપ પડખા પાસ, દરસન કર્યાં હમે હો માત. વ્હારે. ૧
ખુટડી શીહભંજભવમાંય, સેવક પર કરો દયા હો માત;વ્હારે.
ખુટડી તમો વીના નહિ કાંય, જગતમાં જાણી ગયા હોમાત. વ્હારે.૨
ખુટડી બહુ બહુ તરેની બીક, અમને આ સમે હો માત; વ્હારે.
ખુટડી રોગ, ચાલે રણઝીક, ઉગારો તેથી તમે હો માત. વ્હારે ૩
ખુટડી અમો તમારાં બાળ, ગાંડાં ઘેલાં ઘણું હો માત; વ્હારે.

બુટડી તમો રૂડાં રખવાળ, ભરૂસે તમ તણા હો માત વ્હારે. ૪
બુટડી ભકતોનાં તારનાર, પ્રેમીને પેખશો હોમાત; વ્હારે.
બુટડી દોષ અમારા અપાર, તમો ના દેખશો હો માત. વ્હારે. ૫
બુટડી આપનો બહુ મહીમાય, મલકમાં દશે દીશે હો માત; વ્હારે.
બુટડી તમો વીના કોણ સ્હાય, કરે આ જગવીશે હો માત. વ્હારે. ૬
બુટડી શાંશાં કરૂ વખાણ, મુરખ હું માનવી હો માત; વ્હારે.
બુટડી બાળક અમો અજાણ, રખડતા રાનવી હો માત. વ્હારે. ૭
બુટડી બુઝાવો સર્વ અગન, અમારા ઉરની હો માત; વ્હારે.
બુટડી વંદે વ્યાસ મગન, દેવી પ્રેમ પુરની હો માત. વ્હારે. ૮

---

## ગરબો ૭ મો.

મા પાવતે ઘડથી ઉતર્યાં. એ રાગ.

શ્રી રાઠોડ વાસણા ગામમાં, બુટડી માતા
વસ્યાં પોરપ સરોવર પાસ. દેવી સુખદાતા.
નવરાત્રીમાં રમવા નીકળે, બુટડી માતા,
સાથે સાહેલી છે ખાસ. દેવી સુખદાતા. ટેક.
કોટી કંદ્રપની શોભા દીશે. બુટડી માતા.
રૂડા સજી સોળ સણગાર; દેવી સુખદાતા.
ઘણી ચરણીએ ઘુઘરી ગાજતી બુટડી માતા,
ચોળી ચળકે બુટાદાર. દેવી સુખદાતા. ૧

ઉર ઉપર ચીર અતી શોભતુ, બુટડી માતા,
જેમાં અનંત રંગની હાર. દેવી સુખદાતા.
ઝગમગ જ્યોત પ્રકાશતી, બુટડી માતા,
જાણે વીજળીનો ચમકાર. દેવી સુખદાતા. ૨

ઘણું અંગ દીશે છે રુડડુ, બુટડી માતા,
માનુ મુખડુ લાલ ગુલાબ. દેવી સુખદાતા.
બેઉ કાંને લળકે લોળીયાં, બુટડી માતા,
ભલી દાંમણી દીશે ભાલ. દેવી સુખદાતા. ૩

રૂડા કરમાં કંકણ સોભતાં, બુટડી માતા,
છલ્લાવીટીએ ઝબકે ઝાલ. દેવી સુખદાતા.
હીરો હબચીમાં ઓપતો, બુટડી માતા,
રૂડો ચાંદલો સોહે કપાલ. દેવી સુખદાતા. ૪

તુસી હાંસી પેરી કંઠમાં, બુટડી માતા,
હીરા મણીના ઝાઝા હાર. દેવી સુખદાતા.
પગે કાંબી કડલાં ખખડતાં, બુટડી માતા,
નવા નેપુરના ઝણકાર. દેવી સુખદાતા. ૫

એનો સરખી સમાણી સાથે છે, બુટડી માતા,
અંબા આંકોલને વેરાઈ. દેવી સુખદાઈ.
બાળા બોચરા તુગજા કાળકા, બુટડી માતા,
ગાવા ગરબામાં ઘેરાઈ. દેવી સુખદાતા. ૭

નવરાત્રી માં નીત નવા નવા, બુટડી માતા,

રૂપ લઈને રમવા જાય. દેવી સુખદાતા.
એવાં દરસ ન દેજો દાસને, બુટડી માતા,
સદા વ્યાસ મગન ગુણ ગાય. દેવી સુખદાતા. ૮

---

## ગરબો ૮ મો.

તમેને નંદજી કુસચગોળ ચરિ. એ રાગ.

મલકમાં મોટાં માતા બુટડીરે,
જેના ગુણ જગત સઉ ગાયજો,
માનુ નામ દીશે નવ ખંડમાંરે,
જેના દરસનથી દુઃખ જાયજો. મલક ટેક.
અમને ખરો ભરૂશો માતનોરે,
જેના જપીએ નીશ દીન જાપજો,
સમરણ કરતાં સહાય કરો સદારે,
ટાળે ત્રીવીધીના તાપજો. મલકમાં. ૧
સીવ સરીખા ડમરૂ વગાડતારે,
વીશ્નું સરખા વાંસળી વાયજો,
બ્રંહ્મા સરખા વેદ ભણે ભલારે,
જેના નારદજી ગુણ ગાયજે, મલકમાં. ૨
જેણે અસુર અતીશે વીડારીયારે,
કીધા અધર્મ ઉથાપનજો,

ભાવ થકી ભકતો સૌ તારીયારે,
કીધુ ધર્મ તણું સ્થાપંનજો                મહાકમાં. ૩
માનાં વખાણુ કરૂં હું કેટલાંરે,
જેના મહીમાનો નહી પારજો,
શેષ સરખા પણુ થાકી પડેરે,
થાકે વર્ણવતાં વેદ ચારજો.                મહાકમાં. ૪
એવાં અધમ ઓધારણ માવડીરે,
વીડારે વીશ્વ તણાં વીઘનજો,
પુજો સૌકો માની પાવડીરે,
પ્રેમે વંદે વ્યાસ મગન જો.                મહાકમાં. ૫

## ગરબો ૯ મો.

કેમ કો છો ગાય ન્હોતી મારા વાલા. એ રાગ.

સુમતી સદાય આપો માતા બુટડી.                સુમતી.
કુમતી અમારી કાપો માતા બુટડી.                કુમતી. ટેક.
અમો તમારાં બુધીવીનાં બાળક, બહુ બહુ કરેલાં પાપોરે;
તે પાપોથી છોડાવો અમને, જપીએ તમારા જાપોરે. સુમતી.૧
આધી વ્યાધીને ઉપાધીવાળા, પીડે છે ત્રીતાપોરે;
તે ત્રીતાપથી તારી લ્યો અમને, દુર કરોએ બળાપોરે. સુ. ૨
આપના ખપરમાં અમો ના આવી એ વચન એટલુ સ્થાપોરે;
મંમાયા મ્હેરબાની કરી માપ, વ્યાસ મગનનું માપોરે. સુ. ૩

## ગરબો ૧૦ લો.

માન માનરે મંમાયા સમશે—એ રાગ.

નીત નીતરે, બુટડી મા તમને આરાધુ,
બુટડી માતમને આરાધુ,
સેવા સમરણુ તમારૂ સદા સાધુરે. નીત નીતરે ટેક.

રંક દાસ મને જાણો મા તમારો,
અરજ બુદ્ધી હીંણા બાળની સ્વીકારો;
માજી ત્રીતાપથી આપ મને તારોરે. નીત નીતરે ૧

કામ ક્રોધ મદ મોહ મારા કાપો,
દીન દાસને અભય પદ આપો;
માજી દુર કરો મારો બળાપોરે. નીત નીતરે ૨

કૃપા કરો તમો દેવી છો દયાળુ,
કષ્ટ કાપો મા તમો છો કૃપાળુ;
માજી ટાળો મારૂ જડ બુદ્ધીનું જાળુંરે. નીત નીતરે ૩

નથી આપ વીના અન્ય કોઈ મારે,
વડાં વીશંભરી ચડો મારી વ્હારે;
માજી તમો વીના કોણુ મને તારેરે. નીત નીતરે ૪

દેવી દયા કરો મતી મારી થોડી,
મારા તન મનનું તીમીર નાખો તોડી;
વિપ્ર નાથાલાલ કે છે કર જોડીરે. નીત નીતરે ૫

## ગરબો ૧૧ મો.

દાસ પરે દયા લાવોરે, એ રાગ.

મહેર કરો મંમાયારે, આજે અમને, મહે. ટે
સંભાળી લ્યો સેવક જનને, તારી લ્યો તમારા તનને
જગત જનુની તારા જાયારે. આજે અમને.
મણા ઘણા ભક્તો તાર્યા, અધરમથી આપે ઉગાર્યા,
ધરો એવી અમ પર છાયારે. આજે અમને.
વ્યાસ મગનની અરજી, સુણી કરો કૃપા મરજી;
મીથ્યા મુકાવો જગ માયારે. આજે અમને.

---

## આરતી.

જય જય જય મા જુગત બે—એ રાગ.

જય બુટડી માતા. જય જય જય બુટડી માતા;
દીશો છો દુનીયામાં, દેવી સુખદાતા. જય જય જય બુ.
ત્રીભુવનનાં ત્રાતા, જય જય ત્રીભુવનનાં ત્રાતા.
બ્રહ્મા વીશ્નુ સદાશીવ, કરે નીજની ખ્યાતા, જય જય જય બુ.
બિશ્વનાં વીધાતા, જય જય વીશ્વનાં વીધાતા,
માતા પીતા હમારાં, છો ભગની ભ્રાતા, જય જય જય બુ.૩
આપ અતી જ્ઞાતા, જય જય આપ અતી જ્ઞાતા,
અમો શીશુ અજ્ઞાની, મોટી તમ શાતા, જય જય જય બુ ૪
તમથી સુખી થાતા, જય જય તમથી સુખી થાતા,
વ્યાસ મગન આદી સૌ, આરતી નીત ગાતા. જયજય જય. બુ.૫

